ડોકીને ભર બજારમાં ઉઘાડે છોગે દુકાન ઉઘાડી દારૂભાઈ શીશાનાં ઘરમાં ચડાવી અક્કલના ઓચ્છા હૈયાના ફુટયા, ને ખીસ્સાના તર, ખરા ખર લઇને જર કયારે આવે એવી વાટ જોઇને બેઠા છે. એટલે હવે દારૂભાઇને ખુણામાં જઇને બેસો, એવું કોણ કહેનાર છે કહો જો વારૂ ?

પહેલાં નીચી જાતના લોકો દારૂ પીતા હતા, પણ હાલ તો નીચી કે ઉંચી જાતના કોઇ પણ ઓળખાતા નથી. તેથી ઉંચા કે નીચાપણું જણાતું નથી. કદી દારૂનો પીનાર કોઈ નીચી જાતનો હોય અને તેને કોઇ ઉંચી જાતનો પુરૂષ, એમ કહેશે કે ભાઇ તમો દારૂ શા માટે પીઓ છો ? તેના કરતાં તો દુધ વીગેરે વસ્તુઓ પીઓ, કે જેનાથી તમારાં શરીર પણ સુધરે ને બુદ્ધી પણ બગડે નહી. એટલું કહેતાં પહેલાં તો તે બોલી ઉઠશે કે, ભાઇ તમો મને કહો છો પણ જુવો, આ પેલો જે પીઠા તરફથી આવે છે. તે તમારી ઉંચી કોમનો આદમી છે, ને તમારાજ જેવો શાહુકાર વાંણીયા બ્રાહ્મણ જેવો દેખાય છે. તે હમારાજ ભેગો રાત્રી દીવસ ફરનાર છે. ને હમારો ખાસ શોબતી છે. ને તે દારૂ પીએ છે, ને હાલ પીઠામાંથી દારૂ પીનેજ આવે છે, તમો કહેતા હો તો તેને બોલાવીને તેનું મ્હોડું શુંઘાડાવુ તેથી તમને ખાત્રી થશે. પછી અમને તમો શું કહોછો ? તમોજ અમારા જેવા થયા છો, કહો હવે હમારામાં ને તમારામાં જરાતો ફેર બતાવો. તે વખતે પેલા બીચારા બોધક પુરૂષને તો બીલકુલ બોલવા બારૂ પણ રહેતું નથી કારણકે, દારૂભાઇએ કમ્મર કસીને ફરવા માંડયું છે. ને કોઇ પણ કોમના માણસની સાથે દોસ્તી બાંધી હોય તેવું જણાતું નથી, અરે વાહરે વાહ એવી રીતે ધીમે ધીમે કોમમાં પણ દારૂ દોસ્તી કરતો થયો છે.

દારૂને કેટલીક ન્યાતોમાં તો લગન વીગ્ન કે એવા વાપરવોજ પડે, એવા ખરાબ રીવાજ પાડેલા છે.

તેમની મોટાઈ, આબરૂ ને ગ્રહસ્થાઇ ન્યાતમાં સારી ગણાય છે. પણ એ બીચારા, અક્કલના આંધળા, ને હૈયાના ફુટયા, એમ નથી સમજતા કે દારૂ વાપરવાથી આપણે કોઇ દીવસ, ડાહ્યા, દાના, કે ગ્રહસ્થ ગણાઇશું નહી, તેમ મોટાઇ પણ ગણાશે નહી. વળી જ્યારે એ લોકની ન્યાતી મેળવડો હોય છે. ત્યારે ગામ પરગામથી સગા વહાલા ને ન્યાતીના માણસોનો મેળાવડો ભરાય છે, ત્યારે દારૂની મોટી પીપો ને પીપો, પીવામાં વાપરે છે. ને પછી બધા પીધેલા લોકો પાનાર ધણીના ઘર આગળ મોટી ધમાલ મચાવે છે. તે વખતે તેમની મુર્ખાઇનો આબેહુબ ચીતાર જોનાર પુરૂષને માલમ પડે છે. તે કેવી રીતે કે, કોઇ લડતા હોય છે. કે કોઇ ભોંય પડતા હોય છે. કોઇ હરબડીયાં ખાતા હોય છે. કોઇ ભોંય આળોટતા હોય છે. કોઈ તેમને ઉઠાડતા હોય છે. કોઈ લડતાને હાથ ઝાલી લઈ જતા ને વારતા હોય છે. કોઇ ગાળો ભાંડતા હોય છે. કોઈ ગાળો ભાંડતા હોય તેને વારતા હોય છે. કોઈ હાથ બએ હાથ ઉછળી, ઉછળીને, હોકારા હોકાર કરતા હોય છે. તેમાં કેટલાક જણનાં પોતીયાં નીકળી પડતાં હોય છે. કોઇનાં ફાળીયાં પડી જતાં હોય છે, કોઇના મ્હોડામાંથી ફીણ–લાળ નીકળી પડતાં હોય છે, કોઈ ખાળ, ગટર, છાંણ, માટી, કચરા, કાદવમાં ગોથાં મારતા હોય છે. કોઇને ઉલટીયો થતી હોય છે. વળી તેમાં કેટલાક લડાઈનું મોટું રેણું મચાવે છે, તેમાં કેટલાક લાકડીયો ઝાલે છે, ને કેટલાક ઇટાળા ઝાલે ...થમબાથા કરે છે. કેટલાક થાંભલાથી પણ બેભાનમાં બાથોડીયાં ...ટલાક તો મ્હોડામાંથી, ખોટા લવારા, બકવા, ને બીભસ્ત બોલી બોલી એક બીજાને, ગાળો ભાંડતા હોય છે. એમ ...ન મચાવે છે. જેથી આખા મ્હોલાના જીલ્લાના ... લોકો આ તમાશો જોવા ઘણા ભરાય છે,

ને દારૂડીયાની મુર્ખાઇ બરોબર જુવે છે. આવા દાખલા દેશ પરદેશ, ગામ પરગામ, ને મોટા શહેરોમાં, કુંભાર, ગોલા, દુબળા, કોળી, નારી વાઘરી વીગેરે હલકી ન્યાતોમાં ઘણા બને છે ને આપણા જોવામાં પણ હજારો વાર આવે છે. જેણે દારૂડીયાના તમાસા ને લડાઇયો જોઇ હશે તેને વાંદરાં કુતરાંની લડાઇ કે બીજો કોઇપણ તમાસો જોવાનું મન થશે નહી.

આવા દારૂડીયા લોકોના પડોસી અડોસીને તથા મ્હોલાના માણસોને કેટલો બધો ત્રાસ ઉપજે છે તે આપણે ખાસ જાણવાની જરૂર છે. આ દુર્ગુણી લોકોની ખોટી ટેવોનો પાસ રખેને ક્યાંક આપણા કુટુંબને લાગે એમ રાત્રી દીવસ ચીંત્યા રહે છે. તેમ આવા પાપીઓ આપણા પડોસમાંથી ક્યારે ટળે તો આપણે સુખી થઇએ, એવું પણ ધારે છે. ખોટા શબ્દો શંખાતા નથી. ને હમેશાં હેરાનગતી પામે છે. તેથી બહુજ કંટાળો ઉપજે છે. વળી એવા લોકો ભાડે રહેતા હોય તેમને તો મ્હેલાના લોકો હળીમળીને કોઇ પણ પ્રકારે ઘરો ખાલી કરાવે છે. પણ જેના માલીકીનાં ઘર હોય છે. તેના ઉપર તો કોઇપણ બીચારાઓનો કાંઇપણ ઉપાય ચાલતો નથી. ત્યારે તેની સાથે કોઇ પણ પ્રકારનો સંસર્ગ રાખતા નથી. એવી રીતે દારૂડીયા લોકોથી પડોસી લોકો પણ કંટાળો પામે છે.

વાંચનાર સુજ્ઞ વીરાઓ, આપણે નીચી ન્યાતોના હલકા લોકોની વાતો દારૂ વીશે વાંચી ગયા, પણ હજુ ઉંચી ન્યાતોના ઉંચા બે વાતો દારૂ વીશે બાકી છે. તે જરા ધ્યાન દેઇને વાંચો.

ન્યાતના જમણવારના દીવસે, દારૂના પીનાર આનંદ થાય છે. ને જમવા જવાના વખતે જુવા

રાવું થઇ, બરાબર ટાટ બની ઠેકાણા વીનાના આમ તેમ ડાફેરા મારતા, જમવા માટે પધારે છે. આ ટુકડીને દેખીને ઘરધણીને ઘણી ફાળ પડે છે. તેથી ઘણોજ જાપતો રાખે છે. છતાં પણ, લાડુના ટોપલે ટોપલા ને ઓચીએ ઓચીયાંઓ બારોબાર કયાં વીદાય થાય છે, તે તો કોઇ કળીજ શકતા નથી. એવી તો દરેક જમણવારે બુમો પડે છે. તે શું ન્યાતના આગેવાન શેઠીયાઓ નથી જાણતા ? ના, ના, જાણે છે. છતાં પણ આંખો આડા કાંન કરીને લક્ષમાં લેતાજ નથી. પણ એમ નથી જાણતા કે, દીવસે દીવસે આપણાં છોકરાં પણ એવાં થશે ?

વળી એ વીશે એક દાખલો છે તે એ કે મારે એક દીવશ રાત્રે એવું થયું કે જાણે હું રાત્રીના નવ વાગ્યાના સુમારે એક ધોરી રસ્તે થઇને આવતો હતો. તે રસ્તા ઉપર એક મ્હાડની અંદર એક ન્યાત જમવા બેઠી હતી. ને ત્યાં કાંક તોફાન થયેલું જાણી, હું પાટના થડમાં જોવા માટે જઇને ઉભો રહ્યો. ત્યારે તો એવી બુમો સાંભળવામાં આવી કે, મારો, મારો, એને બહાર કાહાડો, આવું રોજ રોજ કેમ નભે. શું કોઇ કહેનારજ નથી. જુવો તો ખરા બધી ન્યાત વટલાઇ મારી, એ પ્રમાણે મેં સાંભળ્યું, તેટલામાં તો, એક પુરૂષને પાટના આગળ થઇ મ્હાડની બહાર કહાડી, મહાડનાં કમાડ વાશી દીધાં. તેથી હું પણ મ્હાડમાંજ પુરાયો, પણ તેવામાં એક મારો ઓળખીતો મીત્ર આવ્યો તેને મેં કહ્યું એટલે તેણે મ્હાડની બારી ઉઘાડી મને બહાર કહાડી ને મ્હાડની બારી અડકાવી દીધી. હવે હું જેવો બહાર નીકળ્યો જે ભાઇને ન્યાતમાંથી બહાર કહાડી મુકયા હતા, તેજ ભાઇ આવ્યા. તે ભાઇ તો જમણવાર કરનાર ભાઇને તથા ...ાડી મુકનાર પુરૂષને ખુશીમાં આવે તેવી ગાળો

હેતા હતા. ચાળો દેનારને પણ મેં ઓળખ્યો. તો તે એક સારા શાહુકાર આબરૂદાર શેઠીયાનો છોકરો હતો. પરંતુ અત્યારે તે શેઠનો છોકરો ન્હોતો, પણ મહા અધમમાં અધમ ને નીચમાં નીચ જે દારૂ, તેના દોસ્ત દારૂડીયાભાઇ હતા, કે જેને રાત દીવસનું બીલકુલ ભાનજ ન્હોતું, એ પ્રમાણે જોતામાં તો મારી તો ખરેખરી આંખોજ ઉઘડી ગઇ ને હું ઘણોજ જાગ્રત થયો. ને મનમાં વીચાર કરવા લાગ્યો કે અરે વાહરે વાહ, દારૂભાઈ તમારૂં ડહાપણ, તમે તો ઊંચનીચ સરવે સરખાજ કરવા માંડયા કે ?

મીત્રો ! આવી વાત આપણને કોઇની કહેલી હોય તો મનાય નહી પરંતુ, જાતની જોયેલી કબુલ કરવી પડે છે. અને વળી એવાતો હજારો દાખલા બને છે. તો પણ તેવા પુરૂષોના કાન ;આંખો ઉઘડતી નથી. ને આગળ પરીણામ શું આવશે, તેનો ખ્યાલ પણ કરતા નથી. તે કેટલી અપશોષની વાત છે; શીવ, શીવ.

મીત્રો ! હવે આપણે જુવો તો ખરા, વળી દારૂના પીઠા આગળ શું શું ચરીત્રો બને છે, તેનો તપાસ કરીએ. દરેક પીઠાઓની આગળ, દારૂનાં દર્શન કરનાર પ્રેમી ભકતોનાં મંડળ ભરાયેલાં જોવામાં આવે છે. તેમાં કેટલાક તો દારૂ પીને બેઠા હોય છે, કેટલાક, દારૂ પીતા હોયછે. કેટલાક દારૂ પીવાની તૈયારીમાં હોય છે. ને કેટલાક પીવા માટે આવતા હોય છે. એવા તો અઢારે વરણના વર્ણશંકર ભાઇયો, સારા ને નરતા, નીચા ને ઊંચા, બધા જોવામાં આવે છે. આ સ્થળે બે બનેલાઓને ધુતી લેનાર પણ તેમના ભેગા તરેહ તરેહની યુક્તિ મતલબ સાધનાર પુરૂષો પણ, બેઠેલા ઉભેલા, ને ફરતા છે. તેમાં કેટલાક તો જ્યાં ભાઈ દારૂ પી ચકચુર બની

બજીમાં બે પૈસાનાં આપી બેજ આના પડાવે છે. ચાવાળો ચાર પૈસા આપી ચારજ આના ફડાવે છે. મલીન વસ્તુવાળો મલીન વસ્તુ આપીને, એવીજ રીતે છેતરે છે. આવી રીતે ભાન વીનાના ભાઈ સાહેબો ઠગાતા ઠગાતા દારૂડીયા ભાઈનાં ખીસાં, ભારે હતાં તે કાંક હલકાં થયાં. તો પણ હજુ ભાન વીનાના ભાઇ ખીસામાં હાથ ઘાલીને પૈસા ખખડાવતા ખખડાવતા દારૂની લ્હેરમાં ને લહેરમાં મુચ્છો મરડતા ફરે છે. એવામાં ભરથરી લોકો વીગેરે પણ વાજીંત્રો લઈ લાગ સાધીને બેઠા હોય છે. તે જ્યાં ગાયનો શરૂ કરી તાંનપર તાંન પાડી જલસો જમાવે છે કે, દારૂડીયા ભાઇયો તો, તનનન તાનાધીન, તાંનના બેગા બણે વગર પાંખે અંધર આકાશમાં ઉડતા ના હોય, તેવાજ ગુલતાન બની જાય છે. તેથી ગાનારા લોકોનાં પણ કામ થાય છે. ને પૈસા લુગડાં વીગેરે પડાવી લે છે. તેવાં તો ટોળેટોળાં, ઠેર ઠેર, દરેક પીઠે ઠગાય છે. વળી તેમાં દારૂડીયા ભાઇનાં ગજવા ખોળી ખોળીને ખાલી કરનાર દીલ્હીના શાહુકાર પણ, પોતાનું કામ કર્યા કરે છે. વળી તેમાં કેટલાક જણાતો, ભાઇબંધી બાંધીને દારૂડીયા ભાઇને ત્યાંથી બારોબાર ગાડીમાં બેસાડી હવા ખાવા લઈ જનાર મળે છે. તે બીચારા હજુ સુધી હવાજ ખાધા કરે છે. કેમકે તેમાં કેક જણાંનાં કડાં કંઠીયોનાં પાણી થાય છે. ને કેક જણા જીવેથી પણ જાય છે. તેમના તો પત્તા પણ લાગતા નથી. તેતો જીંદગી સુધીજ હવા ખાધાં કરે છે. તેમ નહી તો બીજુ શું ?

ની પીઠા આગળ એકાદા બે સ્ત્રીયો પણ ઉભી રહેલી હોય વાંચનાર વીરાઓને શંકા થશે. કે એ વળી સ્ત્રીયો તે કોણ ો શંકા કરશો સો નહી. એ કોણ છે તે હું તમને હાલ ે કોણ છે કે, દારૂડીયા ભાઇને ગાડીમાં ઘાલી

ત્યાંથી ગાડી ચાલી કે પાસેથી ધનમાલ પડાવી લેનાર, ને મતલબ પુરી થઇ કે, અંધારા રસ્તે ગાડીમાંથી ધક્કો મારી ધરણી ઉપર ફેંકી દેઇ નાશી જનાર હલકી જાતની વેસ્યાઓ હોય છે. જેથી આવી રીતે કેટલાઓની દુર્દશાઓ થાય છે. પરંતુ, પીઠામાં જઇ મદીરા પીપી ને મસ્ત થયેલા, મનુસ્ય મરકટોને ક્યાં ભાન રહે છે. હજુ જુવો તો ખરા એમના જેવા બીજાઓ પીઠાની આગળ બેઠેલા છે. તેમને પીઠાવાળા તથા થડમાં આવેલાં દુકાનોવાળા અથવા તો પોલીસ વીગેરે, એ લોકોને ત્યાંથી કહાડી મુકે છે. છતાં નથી જતા તો, ધમકાવી ધમકાવીને રસ્તે પાડે છે. તેથી ટોળેટોળાં, લડથડતા લડથડતા, એક બીજાને ગળે હાથ દઇને વાતો કરતા, વળી હાથ ઝાલી ધીમે ધીમે, મદીરાની લ્હેરમાં ને લ્હેરમાં, કેણી બાજુના રસ્તાભણી જાય છે, તે તો બીચારા જાણતાજ નથી. જેમ જેમ જાય છે તેમ તેમ તોફાન રસ્તામાં પણ કરતા જાય છે. લોકોને ગાળો દેતા જાય છે. તેમ તેમ લોકો તેમને મહુડી, મહુડી, કહી ચીડાવે છે. એટલે વળી વધારે ખીજે છે ને બમણું તોફાન મચાવે છે ને બહુજ ચીડાય છે. કે જાણે હવડાં કોકને મારી બેસશે. એ પ્રમાણે ધાંધલો મચાવતા. કેટલાક સવારના નીકળેલા સાંજે, ને સાંજના નીકળેલા સવારે, ભાગ્યેજ ઘેર જવા પામે છે. વાંચનાર ભાઇઓ જાણતા હશે કે, દારૂ ઉતરી જતો હશે ત્યારે ઘેર જતા હશે, પરંતુ ના ના ભાઇ તેમ સમજશો નહી, ઉતર્યા કેડે ભાન આવે છે, તો પણ રસ્તામાં ને રસ્તામાંજ બીચારા પડયા રહે છે. કેમકે એ દારૂ એવો તો દુર્ગુણવા છે કે, પીનાર માણસને વગર મહેનતે થકવે છે, વગર મારે હા ભાગી નાંખે છે. ને ઘણોજ સુસ્ત બનાવે છે. જેથી એ એ માલ્મ બનેલા હોય છે કે, સોય ઉપરથી તરણું સરખું દેખાતી નથી. એવી રીતે અનેક અવગુણવાળો દારૂ

છીએ ને તેવું સારા વીદ્વાન ડાકટરોનું કહેવું છે. તે વીશે તપાશો. (દારૂથી તન મન ને ધનપર થતી અસર) અથવા (માદક પદાર્થોથી થતી હાની) અગર (દારૂ) વીગેરે ગ્રંથો શું શું કહે છે. તેના દુર્ગુણોના લીધેજ દારૂના પીનાર દારૂડીયાભાઈ હજુ રસ્તામાંજ રઝળે છે. તે રખડતા, રઝળતા, ઠગાતા, ઠબઙ્ઞાતા, પડતા આખડતા લુટાતા કુટાતા, કેટલાક પરાકાષ્ટે, બીચારા ઘેર જાય છે. આવી રીતે બીચારા કેટલાક તો ઘેર જાય છે. પણ હજુ એમના શોબતીયો બીજા બીચારાઓ રસ્તામાં રહ્યા હોય છે તેમની શી દુર્દશાઓ થાય છે તે હવે આપણે તપાસીએ. કેમકે તેતો ખરા શાહુકારોના ચીરણજીવીયો જણાય છે, માટે તેમની પણ સંભાળ લેવી જોઇએ.

જુવો તો ખરા, મહા મહેનતે તે ભાઇયોને પીઠા આગળથી ઉઠાડી મુકયા, ત્યારે પાછા ત્યાંથી ઉઠીને વાડાના થડમાં કેટલાક ગટરમાં ગોથાં મારે છે, કેટલાકને વમન થાય છે, મહોડા ઉપર માંખો બમણે છે, નવસ્યા દેખાય છે. તોએ પાછા ખાળમાં પડયા પડયા, મીજાજતો બાર મલકનો કરે છે. તે કેવી રીતે કે, અલ્યા એ તેં મારા સામુ કેમ જોયું, શાળા તું મને ઓળખે છે, હું કોણ છું, હું રાજાછું તે શું નથી જાણતો, જો કોઇ મારા સામું બોલનાર છે, બોલે તેને તડાકા બંધ ઉરાડી દઉં, એવો હું કેવો બહાદુરછું, કેમ મહારૂ બળ જોવું છે. લે, ચાલ્ય, આવ્ય, ...ચા દેખાડી દઉં. વીગેરે વીગેરે, લોકોને દેખીને લવારા બકવા કરે છે. ...ખ બચારાની તો ભાઇનામાં સત્તા નથી. એવો નીરમાલ્ય બનેલો ...ણ આવું બોલે છે. પરંતુ જનાર કે જોનાર લોકો તેના બોલ્યાં ... કેમકે તેના જેવા તે કાંઇ વ્યસની નથી. પણ તેમને ...જે, તેથી ઉઠાડ્ય તેમને બાડાની ગાડીમાં બેસાડી

ઘેર મોકલાવી દે છે. વળી કોઇ એવા મીજાજી જો હોય છે તો દારૂડીયા ભાઇને મારી મારીને હાડકે હાડકાં પણ ભાંગી નાંખે છે. વળી કોઇ એવા હોય છે તો તેમનાં વસ્ત્રો પણ વીણી જાય છે. વળી કોઇ સગાં વહાલાં તેમને અહાવા સ્વરૂપે જુવે છે, તો ગાળો ભાંડતા ત્યાંથી શરૂઆત વીદાય થાય છે. ઓળખાણ પણ કહાડતાં નથી. એ પ્રમાણે દારૂડીયા ભાઇયોની અતી દુર્દશાઓ થાય છે.

વળી કેટલાક તાલબાજ લોકો તો દારૂડીયા ભાઇને ખુબ તાનમાં ચડાવી, ટીકીટો ચોડાવી ખાતાં પતરાં પડાવીને જમીન જાયગા ઘરમાલ લખાવી લે છે. ને અંગ ઉધારે પણ ખાતાં પડાવી લે છે. જો કદાપી ભાઇનું ભાન હોય તો એમાંનો એક પણ અક્ષર મરણ થયે ચોપડામાં પાડે નહી. પણ શું કરે ભાઇનું ભાનજ નથી એટલે જેમ કહે છે તેમ લ્હેરમાં ને લ્હેરમાં લખ્યાં જાય છે. પણ જાણતા નથી કે કોરટમાં નાણાં ગણવાં પડશે, અને તે સબંધમાં કેટલાકના ઉપર હુકુમનામા થયેલાં જોવામાં આવે છે. તો પણ દારૂ ઉતર્યાં કેડે, દારૂ પીનારને જરા પણ સમજણ પડતી નથી, ને પાછા તેજ રસ્તે જાય છે. ને દારૂ પીએ છે. અરે ધીકાર છે તે દારૂને અને દારૂના પીનારને, દારૂ કેવો છે ? દારૂ મહા અધમમાં અધમ, દુષ્ટમાં દુષ્ટ, ચંડાળમાં ચંડાળ, પાપીમાં પાપી, ને નીચમાં નીચ દારૂ છે.

દારૂ—ડાહ્યાને દીવાનો, ગુણીને ગાંડો, ચતુરને ચંડાળ, ગૃહસ્થને રાજાને રંક ને વીદ્વાનને વેકલ બનાવનાર છે. દારૂએ ખાલ્યાં છે. ઘણાક જણા ધનમાલ ઘરબાર જમીન જા અહલા એક બદામના જેવા માગનાર થયા છે

ળતાં રખડતાં કર્યાં છે, માતાપીતાની આબરૂ ઇજ્જત ઉપર પાણી ફેરવ્યાં છે. શરીરોની ખુરામાં ખુરી હાલતો કરી નાંખી છે.

એવો એ દારૂ, દેશની પાયમાલી કરનાર કટ્ટો શત્રુ દુશ્મનની ગરજ સારનાર છે. દાવાનળ અગ્નીરૂપ છે. બુદ્ધીને બગાડનાર, ચીતને ચળાવનાર મનને મલીન કરનાર, અહંકારાદી ૫૬ શત્રુઓને ઉનમત કરનાર, અંતહઃકર્ણમાં અંધાપો લાવનાર, સઘળી વસ્તુઓને ખુવાર કરનાર ને હીંદુઓની હદ મુકાવનાર ધર્મ ચુકાવનાર અધર્મ કરાવનાર, પુન્ય તજાવનાર પાપ કરાવનાર દારૂજ છે.

દારૂના સબંધમાં શાસ્ત્રકારો પણ પોકાર કરી કરીને કહી ગયા છે. તે ચોકસ લક્ષમાં લઇ હૃદયસ્થાનમાં, લખી રાખવા જેવા લેખ છે. તે જુવો શું કહે છે.

## छंद. शार्दुल विक्रडित.

वैरुप्यं व्याधी पीड्र स्वजन परिभवः कार्य कालाती पातौ॥
विद्वेषो ज्ञान नाशः स्मति मति हरणं, विप्रयोगश्च सद्भिः॥
गरूप्यं निच सेवा कुलगीरी चलना, धर्म कामार्थ हानीः॥
षोड शैते नीरुपश्चयक रा, मद्य पानस्य दोषाः॥१॥

પાનથી વિરૂપતા પ્રાપ્ત થાય છે. વ્યાધી અને પીડા
માર કરે છે, ધારેલું કામ વખતે થતું નથી,

વેર ઉભું થાય છે, સારા પુરૂષો સંગ કરતા નથી. વાણી કઠોર થાય છે. નીચ લોકની સેવા કરાય છે. કુલ અધર્મતાને પ્રાપ્ત થાય છે. ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ એ ચાર પુર્ષાર્થ નાશ થાય છે. આ રીતે હાંની અને કષ્ટ ઉપજાવનાર સોળ દોષો મદ્યપાનમાં છે. વળી વાંચો.

## छंद शार्दुल विक्रडित.

लज्जा द्रव्य हरं फुलस्य निधनं, चीत्तस्य संत्तापनं, ॥
निचे र्निचतरं प्रमाद जननं, शीळस्य विद्रं सनं, ॥
शील्पा ज्ञान वीनाशनं स्मति हर्णं, सौचस्य निर्नाशनं॥
मद्यं दोष सहस्त्र मार्ग कुटिलं कोड, पीन मद्यं पीबेत् ॥२॥

ટીકા—મદ્યપાંન કરનારની લાજ જાય છે ધનની, હાંની થાય છે. કુળનો નાશ થાય છે. ચીત્તમાં હમેશાં સંતાપ રહે છે. મદ્યપાન નીચમાં નીચ છે, તે પ્રમાદ ઉત્પન્ન કરે છે, શીલભંગ કરે છે. શીલ્પજ્ઞાનને નષ્ટ કરે છે, સ્મર્ણશકતી ઘટાડે છે. પવીત્રતાનો નાશ કરે છે. એવા હજારો પ્રકારના મદ્ય પીવામાં દોષ રહેલા છે. માટે તેને કોઇએ પીવો નહી, એવો એ અનેક અનર્થોનું મુળ દારૂ છે. (દુર્વ્યસન નીષેધક)

વળી દારૂ પીવાથી મોટા મોટા મહા પુરૂષોની પણ દુર્દશાઓ થ છે તે પણ તપાશો.



## છંદ મનહર

દારૂ થકી કદી સારૂ, કોઇનું નથી થનારૂ,
લખી રાખો વેણુ મારૂ, કહેવાશો દારૂડીયા. ૧

દારૂતો ધરે ન દયા, દૈત્ય ગુરૂ દુઃખી થયા,
જાદવોના જીવ ગયા, એવા નર ઉડીયા. ૨

દારૂથી તો નામ ગયાં, ઠામ ઠામ ધામ ગયાં,
મોટાં મોટાં ગામ ગયાં, બહુ જણા બુડીયા. ૩

કહે છે આનંદરામ, દારૂમાં છે દુઃખ આમ,
દારૂમાં ડુબ્યા તમામ, લક્ષ વીના કુંડીયા. ૪

---

કેટલાક પુરૂષો દારૂના પીનારને પશુઓ સમાન ગણે છે. પરંતુ તે તેમનું કહેવું, વીચાર શકતીથી વીરૂદ્ધ છે, કેમકે પશુઓને પુંછડાં ને શીંગડાં છે, તેમ આમને નથી. વળી પશુ કેફ વીનાનાં છે ને આ કેફ કરે છે. પશુઓ ઘાસ ખાય છે, અને આ માંસ ખાય છે. વળી પશુઓને ખાવાનું પીવાનું જવા આવવાનું પારકું પોતાનું સુખ ને દુઃખનું સઘળુ ભાન હોય છે, ને વળી ગમે ત્યાં ગયાં હોય તો પણ પાછા ધણીને ઘેર સમયસર આવે છે, તેનું ભાન દારૂના પીનારમાં દેખાતું નથી. તેમને ખાવાનું પીવાનું, દુઃખ કે સુખનું જવા આવવાનું સઘળુ ભાન ...ં નથી. વળી માદીકરી કે બેન વગેરેનેજ ઓળખવાનું ભાન રેતું ...મ પોતાના શરીરનું પણ ભાન રહેતુ નથી. માટે એમના કર... ...ણા દરજ્જે સારાં છે. માટે તે પશુ જેવા નથી પણ નવી ...રછડા વીનાના કુળીમાં ઉત્પન્ન થયેલા જરૂર જાણવા.

જુવો તો ખરા તેવા પુરૂષોને તો પશુઓ પણ બીચારાં પોકારી પોકારીને શું કહે છે.

### છંદ માલીની.

પશુ સરવ કહે છે, વ્યસની માનવોને,
તમથિ અધિક બીજો, ફેર શો દાંનવોને.
તમ થકિ પશુ સારાં, રે અમે તો બિચારાં.
કદિજ નહિ કરીએ, વ્યસનો એ નઠારાં. ૧

### છંદ ભુજંગી.

અમે કેફ જુવો કદી ના કરીએ, તમે કેફ તેનો તજો ના જરીએ.
અરે વીરલાએ જરા તો વિચારો, અમોથી ભુંડો જન્મ દીશે તમારો. ૧
નહીં માનવોનો મળે દે ફરીને, બગાડો શું તેને વ્યસનો કરીને.
તમોથી અમોને અતી શ્રેષ્ટ ધારો, અમોથી ભુંડો જન્મ દીશે તમારો. ૨
અમારાં શરીરો રહે છે નિરોગી, તમારા શરીરો દિશેછેજ રોગી.
વ્યસનોથિ વ્યાધી વધે છે હજારો, અમોથી ભુંડો જન્મ દીશે તમારો. ૩
નથી ફાયદો કેફથી તો કદાપી, શું જાણી વ્યસનો કરો છો અદાપી,
જરા તો હમારીજ વાણી વિચારો, અમોથી ભુંડો જન્મ દીશે તમારો. ૪

---

પશુઓ પણ આવી રીતે કહે છે, માટે મનુષ્યજન્મ પામીને શું કરવું તે વીશે આ નીચેનો શ્લોક વાંચો.

### શ્લોક ૧ લો.

दुर्लभं मानुषं जन्म, वर्णाना विशेषत्
मुमुक्षुणां विशेषण, स्वात्मानं नै

ટીકા—ચોરાશી લક્ષ યોનીમાં, મનુષ્ય જન્મ દુર્લભ છે. તેમાં વળી, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈષ્ય, સચ્છુદ્ર જન્મ દુર્લભ છે. કારણકે, તેમાં, સદ્‌ગુરૂથી સત્સમાગમ કરી મોક્ષ સાધન મેળવી શકે છે, માટે મદ્યપાનાદીક કરી આત્માને નરકમાં નાંખવો નહી. વળી તપાશો.

## શ્લોક ૨ જો.

**सत्यं दया नृणां बुद्धी, विद्या ज्ञानंच पुजनं ॥**
**सत्संगस भवं पुण्यं, मद्यर्नाशयेद ध्रुवम् ॥ २ ॥**

ટીકા.—માણસનું, સત્ય, દયા, બુદ્ધી, વીદ્યા, જ્ઞાન, પુજન, અને સત્સમાગમથી ઉત્પન થયેલું સઘળુ પુણ્ય, મદ્યપાન નાશ કરે છે. તે વીશે વળી વાંચો.

## શ્લોક ૩ જો.

**तस्मान्मुमुक्षत्र शिस्य, न कुर्वंति कदाचन, ॥**
**दुर्व्युसनं धर्म तत्वज्ञास्त्यं, जंति कलि संभवम् ॥३॥**

ટીકા.—ઉપર પ્રમાણે, દુર્વ્યસનમાં અનેક દોષો છે, માટે ધર્મતત્વને જાણનાર મુમુક્ષુ (મોક્ષની ઇચ્છાવાળા) પુરૂષો કોઇ દીવસ દુષ્ટ જે દારૂ તેનાં દર્શન સરખાં પણ કરતા નથી. (દુર્વ્યસન નીષેધક)

---

ભી તાડી, દારૂની સગી બેન છે, માટે તેનું જુદું વીવેચન પેસણ કર્યા જેવું થાય તેથી, સમજવું કે મેંશમાં ને કાજળમાં રોજ ફેર તાડીમાં ને દારૂમાં જાણવો. તેથી તાડી આ થાય છે તે વાંચો.

## છંદ-મનહર.

તાડી છે દારૂની બેન, દારૂ જેવાં તેનાં ચેન,
તાડીનું જે કરે ઘેન, તેતો જાણો તાડીયા. ૧

તાડીના પીનારે ગાડી, ઘોડા વેચી ખાધી વાડી.
જુવો તેની લાડી માડી, રોજ પાડે રાડીયા. ૨

તાડી તણું જેને તાન, રખડતા ફરે રાન,
અવસાંન સમય જો, કોચે અંગ હાડીયા. ૩

કહે છે મગનલાલ, તાડી કરે બુરા હાલ,
ઘણા કરી પાય માલ, અધર ઉરાડીયા. ૪

---

તેવા તાડીના પીનાર તાડીયા ને દારૂના પીનાર દારૂડીયાઓના પાલવે પડેલી સ્ત્રીયો બીચારીયો રડી રડી, પોકાર કરી કરીને શું . છે અરે તે બીચારીયો ઉપર તો દયાજ આવશે. જરા વાંચો તો ખરા.

## ગરબી ૧ લી.

રાગ, સારૂં સારૂંરે સુરત શહેર, એ.

મરજો મારા માં બાપ, વર વ્યસની જોયો,
પ્રગટયાં પુરણ એ પાપ, મળ્યો મને એ રોયો. ટેક

સાંભળ સહીયર શાણી મારી, કહું તુજને મુજ વાતરે,
અકળામણ કહાડું ક્યાં આગળ, દુઃખ દીશે દીન રા

તાડીને દારૂ પીવા એ, દીન દીન દોડયો જાય
દુષ્ટ દોસ્તોની સાથે પાપી, મદીરા પી

કેફ કરી પક્ષી વાટે ઘાટે, લથડીયાં બહુ ખાયરે,
ભીંત્યોની સાથે ભચકાતો, પૃથ્વીમાં પછડાય વર. ૩

અરબડીયાં ઉઠતાં આવે ને ઉભું નવ્ય થવાયરે,
અડધો ઉઠી હેઠો પડતો, છાંણુ નરકની માંય. વર. ૪

વસ્ત્રતણું તો ભાન મળે નહી, શાન મળે નહી લેશરે,
માણસને દેખી મકલાતો, બોલ ન કહાડે એશ વર. ૫

ફીણુ નીકળે મ્હોડામાંથી, માંખ્યો બમણે અથાકરે.
જ્યારે પાપી બોલે ત્યારે, મ્હોડું મારે છાક. વર. ૬

રસ્તે તો જન જોવા માટે, ભરાય થોકા થોકરે,
વાહ વાહ ભાઇની મઝા જુવો એમ, કરે મસ્કરી લોક. વર. ૭

સગાં સરવ શત્રુસમ જાણે, કહાડે નહી ઓળખાણરે,
આ એની વંઝા કેમ રહી નહી, બોલે એવી વાણ. વર. ૮

જોતા જનને દયા આવે તો, આંણે અદકી મ્હેરરે,
ગાડીમાં ઘાલીને લાવે, આવે મારે ઘેર. વર. ૯

ત્યારે હું જઇ ઘરમાં લાવું, સસરાનો સંતાનરે,
લક્ષણવંતો લોથે ઝાઝો, જાણે થશે અવશાંન. વર. ૧૦

પડોશીયો પુચ્છે બાઇ શું છે, સમે વૃદ્ધને બાળરે,
એબ ઢાંકવા હું એમ બોલુ, આવે વૈવીકરાળ. વર. ૧૧

એવી રીતે સમજાવી સઉ, લોક કરૂં વીદાયરે,
૧ ઢંઢોળી બોલાવું પણ, મ્હેનત મીથ્યા જાય. વર. ૧૨

કદી આંખ્ય ઉઘાડે, મળે નેનશું નેનરે,
ના ઓળખે, બોલાવે કહી બેન. વર. ૧૩

બહુ બરદાસ કરી તમે મ્હારી, ભાન વીના કહે ભુંડરે,
બીભસ્ત પણ બહુ શબ્દો બોલે, લક્ષણ ન રાખે રુંડ. વર. ૧૪

ભાવીએ ક્યાં મારે માટે, નીરખ્યો એ ભરથારરે,
હરનીશ મારા ચીતમાં ચીંત્યા, ઉતરૂ શું ભવપાર. વર. ૧૫

રાતો ત્રાંબીયો રજે નહી ને, મીજાજ બાર મલકનોરે,
નીશા વીનાનો નીકળે ત્યારે, જાણે સુબો ખલકનો. વર. ૧૬

ભાઇબંધો પણ એના એવા, નવરા નીશાબાજરે,
લાલચુ લંપટ લાલ સાહેબો, ન મળે કોઇને લાજ વર. ૧૭

ચોર ચાડીયા અને જુવારી, દીસે વેશ વીચીત્રરે,
વ્યભીચારી ને વ્યસની જુઠા, જુવો મુવાના મીત્ર વર. ૧૮

સસરાનું સંપાડેલું સઉ, દામ ધામ ને ઠામરે,
વ્યસન માટે વેચી ખાધુ, ન મળે તેનું નામ. વર. ૧૯

તે પૈસા પણ જો જોતામાં સર્વ કર્યા પાયમાલરે,
છેવટ વાસણ વસ્ત્રો વેચી, કીધો ન્હાલ કલાલ. વર. ૨૦

હવે ચોરીયો કરવા માંડી, છાનું સટોરી જાયરે,
કાંડુ ઝાલી પકડુ ત્યારે, ધોકો લઇને ધાય. વર. ૨૧

મારી પાસે પૈસા માગે, એતો વારમવારરે,
લાવ્ય રાંડ કેમ નથી આપતી, કહીને મારે માર. વર. ૨

સગાં શીખામણ દેવા આવે, તો તેને દે ગાળરે,
ભાન વીનાનો ભુંડાં બોલે, ચળી ગયો ચંડાળ. ૨

હાંલાં ઘરમાં કુસ્તાઇ કરતાં, દાંણો ન મળે એકરે,
હનમાંન ઘરમાં હડીયો કહાડે, કેમ કરી રાખુ

મ્હેનત મજુરી કરતાં પેટનું, પરાણે પુરૂ થાયરે,
તેમાં નીશા કરી નખોદીયો, બેશી બમણું ખાય. વર. ૨૫

એની કે મુજ માની કુખે, લાગી હોત જો લ્હાયરે,
તો તો આવી દશા ન આવત, આ દુનીઆની માંય. વર. ૨૬

ભોગ કરમના કયાં મુજ મળીયા, કયાં મેં ઝાલ્યો હાથરે
કે શું અવળી ગોર્યો પુંજી, કે રૂઠયા રઘુનાથ. વર. ૨૭

પુરવે શાં મેં પાપ કરેલાં, ઉદય થયાં સઉ આજરે,
શું સતીયોની લુંટાયેલી, મારે હાથે લાજ. વર. ૨૮

કે શું બ્રાહ્મણ ભ્રષ્ટ કરેલા, અભડાવીને થાળરે.
કે સાધુ સંત મહાત્માઓને, દીધી મેં શું ગાળ. વર. ૨૯

કે શું મેંતો વચમાં પડીને, ભાગ્યાં સેવીશાળરે.
ધાવંતાં શું બાળ વછોડયાં, પુણ્યાં પાપ વીશાળ. વર. ૩૦

હાવે પ્રભુજી હું તો હારી, બની ગયું બ્હોતરે,
દવ દરીયામાં જઈને પડીશ, કરીશ મ્હારૂં મોત. વર. ૩૧

ઝેર જનમતાં દીધું હોતતો, દશ્યા ન આવી થાતરે.
કેમ કરૂ હાવે હું બેની, પુરણ થઈ પંચાત. વર. ૩૨

દેશ દશ્યા એકે સુજે નહી, દરદ ઘણું દીલ સાથરે.
નીવેડો મુજ ક્યારે લાવશે, વ્યાસ મગનનો નાથ. ૩૩

## છંદ છપ્પા.

બીડ઼ વ્યસન કરનાર, ચાર તેની કંઠાળ,
બીડ઼ વ્યસન કરનાર, નથી બાવ ચોલે બાળ, ૧

## આ પુસ્તક શ્રી એકલિંગજી ઇષ્ટદેવની કૃપાથી છપાવી બાહાર પાડયું છે.

### આ પુસ્તક મળવાનું ઠેકાણું.

મેવાડા મણીલાલ ઉમેદરામ અમદાવાદ સારંગપુરમાં થા-શીરામની પોળમાં.

ભટ્ ચીમનલાલ ડાહ્યાભાઇ અમદાવાદ માંડવીની પોળમાં હીરાગાંધીની પોળમાં.

ભટ્ માધવલાલ પરભુલાલ અમદાવાદ રાયપરમાં ત્રીકે-શ્વરની પોળમાં.

પંડ્યા નાગેશ્વર પરભુરામ ડાકોર ગોપાળપરામાં વાવ પાસે.

પરગામવાળાને વેલ્યુપેએબલ પારસલથી પુસ્તક મોક-લવામાં આવશે. જેમને મંગાવવાની ખુશી હોય તેમણે ઉ-પરના ઠેકાણે લખવું. આ પુસ્તકની છપામણીનું ખર્ચ જતાં બાકીના વધેલા પૈસા અમદાવાદમાં શ્રી એકલિંગજીમાં જમાદા વાપરવાના છે.